આત્મતિલક ગ્રન્થ સોસાઇટી પુસ્તક નં. ૧૫

# શિશુ શિક્ષા.

'મનોરંજન' નામના હિંદી લેખ પરથી

અનુવાદક-મુનિશ્રી તરૂણવિજયજી

કોટ--મુંબાઈ.

પ્રકાશક-શ્રી આત્મતિલક ગ્રન્થ સોસાયટી તરફથી

શા. સરૂભાઇ તલકચંદ. રતનપોળ—અમદાવાદ.

પ્રથમ આવૃત્તિ સન ૧૯૨૦. પ્રત ૧૦૦૦.

અમદાવાદ-શ્રી સત્યવિજય પ્રિન્ટિંગ પ્રેસમાં શા. સાંકલચંદ હરિલાલે છાપ્યું.

કીંમત બે આના.

# બે બોલ.

આ પુસ્તક સૂચવે છે કે શિશુશિક્ષા–બાળશિક્ષણની બાબતમાં માતાની કેટલી જોખમદારી છે. માટે જો બાળકોને યોગ્ય શિક્ષણ આપી સાર, વિદ્વાન, સુશીલ, અને પરાક્રમી બનાવવા હોય તો ભવિષ્યની માતાઓને ઉત્તમ પ્રકારના સંસ્કાર આપવાની જરૂર છે એક સંસ્કારી માતા સો શિક્ષકનું કામ સ્મરે છે.

મનુષ્યો સુફળની સ્પૃહા રાખે છે, પણ જે સુવૃક્ષ ઉપરથી તે ફળો ઉતરવાની ઇચ્છા રાખે છે, તે વૃક્ષની પ્રત્યે તો જરા પણ લક્ષ આપતા નથી. પછી ઉત્તમ ફળની પ્રાપ્તિ ક્યાંથી થાય ?

આવા ઉમદા પુસ્તકની પ્રભાવના કરવાની જરૂર છે. જે લોકોને આ વિષયની અગત્ય જણાતી હોય અને આવાં પુસ્તકો જનસમાજમાં ફેલાવવાની જેમની ઇચ્છા હોય તેમને સામટી પ્રતો યોગ્ય કિંમતે આપવામાં આવશે.

# શિશુશિક્ષા.

મુંબઈમાં સુબોધચન્દ્ર નામનો એક સુશીલ ગૃહસ્થ રહેતો હતો. તેની ઉમર લગભગ પચીશ છવીશ વર્ષની હતી. તે એક સરકારી કચેરીમાં નોકરી કરતો હતો. યદ્યપિ તેની આવક ઘણી થોડી હતી, તો પણ તે તેટલી આવકમાં સંતોષ માની પોતાનો જીવનનિર્વાહ કરતો હતો. કુટુંબમાં તેની વૃદ્ધા માતા, સ્ત્રી અને ત્રણચાર મહિનાનો એક નાનો બાલક હતો.

એક દિવસની વાત છે કે સુબોધચન્દ્ર કચેરીથી પાછો આવીને પોતાના ઓરડામાં આરામથી બેસીને કાંઇક વિચાર કરી રહ્યો હતો, તે વખતે તેની પત્ની સુન્દરી ત્યાં આવીને ઉભી રહી અને પોતાના પતિને વિચારમગ્ન દેખીને તે સ્થિતિનું કારણ પુછયું. પણ તેનો જવાબ તેને મળ્યો નહિ. જ્યારે તેણે બીજીવાર પુછયું ત્યારે સુબોધચન્દ્ર હસીને બોલ્યો. "કાંઈ નહિ, એતો સ્હેજ વિચાર કરી રહ્યો હતો, કાંઇ વિશેષ કારણ નથી."

સુન્દરી—વિશેષ કારણ ન હોય તો પણ જે વાતને લઇને આપ આટલા બધા વિચાર મગ્ન છો તે સંભળાવવામાં શું હરકત છે? તમને શું તેવો તો ભ્રમ નથી કે હું તે વિચારોની બાધક બનીશ?

સુબોધ—તું બાધક શા માટે બને ! પણ તને તે વાત કહેવામાં કાંઈ સાર નથી. અને જો હું કહું તો પણ તે સમજવું તારે માટે તો ભારે થશે.

સુન્દરી—શું હું એટલી મંદબુદ્ધિવાળી છું કે આપની કહેલી એક વાત નહિ સમજી શકું ?

સુબોધ—હા, કોઈ સાધારણ જેવી વાત તો તું જલદી સમજી શકે. પણ જે વાતમાં કાંઇક ઉત્તમતા છે તે તું સહજમાં નહિ સમજી શકે.

પતિદેવની તે યુકિત સાંભળીને સુન્દરીને ખોટું તો જરૂર લાગ્યું; પણ તે તેની ઉપર ક્રોધિત ન થઇ; પણ તેથી ઉલટું પોતાની અયોગ્યતાના વિષયમાં લજ્જા અને ખેદ થયો અને પતિદેવ પાસેથી તે વાત કેવી રીતે સાંભળવામાં આવે તેનો વિચાર કરવા લાગી.

ભોજનાદિ કાર્યથી નિવૃત્ત થઇને સુબોધચન્દ્ર પોતાના શયનાગારમાં એક આરામ ખુરસી પર બેસીને ફરીથી વિચાર કરવા લાગ્યો. સુન્દરી પણ ગૃહકાર્યથી નિવૃત્ત થઇને ત્યાં આવી પહોંચી. પતિને પુનઃ વિચારમગ્ન દેખીને પાસે આવીને સશોકવદને તે કહેવા લાગી. જો હું એટલી બધી નિરૂપયોગિની તમને લાગતી હોઉં તો મને છોડીને અન્ય કોઇ બુદ્ધિમતી સાથે આપે પાણિગ્રહણ કરી લેવું જોઇએ; કારણ કે જેનાપર આપનો વિશ્વાસ નહિ અને જે

દ્વારા આપની ઇચ્છા પૂર્ણ નથી થઇ શકતી એવી સ્રીની આપને શી જરૂર ?

સુબોધ—હું જે કાંઇ કહું તેથી તું ક્રોધિત થઇશ નહિ. હું જાણું છું કે તારામાં અનેક ગુણો છે પરંતુ સાધારણ રીતે આપણા દેશમાં સ્રીયોની ઘણીજ શોચનીય અવસ્થા નજરે પડે છે અને તે કારણથી મેં તને પણ તેજ સમાજની જાણીને કહ્યું ન હતું, પણ આ સમયે હું જે બાબતનો વિચાર કરી રહ્યો છું તે જો તને કહી દઉં તો મારી ચિન્તા દૂર કરવાનો તું શું હૃદયથી પ્રયત્ન કરીશ ? સ્થિર ચિત્તવાળી થઇને વિચાર કરી જો. આજના મારા વિચારો હું તને જણાવીશ તેથી તને અધિક પરિશ્રમ થશે અને તે સાથે વિચાર પણ કરવો પડશે. અનેક બાબતનો ત્યાગ અને ગ્રહણ કરવાં પડશે અને પોતાનાં સુખ અને વિશ્રામનાં સાધનો પણ એક બાજુ રાખી દેવાં પડશે.

સુન્દરી—આ શરીરના આપ સ્વામી છો. જે વાતમાં આપનો સ્વાર્થ, સુખ અને આનંદ છે, તે કરવામાં જીવન પર્યન્ત પ્રયત્ન કરવો તે મારૂં પહેલું કર્તવ્ય છે. હું સમજું છું કે તેજ મારૂં સુખ છે, વિશ્રામ છે, અને ધર્મ છે.

સુબોધ—સારૂં; ત્યારે તો સાંભળ, તારે જે પુત્ર ઉત્પન્ન થયો છે તેના સબન્ધમાં શું તેં કોઇ વખતે કાંઇ વિચાર કર્યો છે ?

સુન્દરી—વિચાર કેવો ?

સુબોધ—શું તેની શારીરિક, માનસિક અને નૈતિક ઉન્નતિના વિષયમાં કાંઈ વિચાર કરવા યોગ્ય નથી ?

સુન્દરી—પુત્રને સારી રીતે ખવરાવી, પીવરાવી, પહેરાવી ઓઢાવી, તેને વાંચતાં લખતાં શીખવાડીને હુંશીયાર કરી દીધો એટલે સર્વ થઇ ગયું.

સુબોધ—ના. કેવળ અન્ન વસ્ત્ર આપવાં અથવા તેને યોગ્ય સમયે શિક્ષણ અપાવવું એટલામાં કર્તવ્યની સમાપ્તિ નથી. પશુ પક્ષી પણ પોતાનાં બચ્ચાને સારી રીતે ખવરાવે છે, પીવરાવે છે, પોતાના પ્રાણોથી પણ અધિક તેની રક્ષા કરે છે અને તેના કલ્યાણને માટે સતત સદૈવ પ્રયત્ન કર્યા કરે છે, તેથી તો જણાય છે કે મનુષ્ય અને પશુ પક્ષીનાં કર્તવ્યોમાં કોઇ વિશેષ ભેદ તું સમજતી નથી.

સુન્દરી—અમે પોતાના બચ્ચાને ભણાવી ગણાવીને હુંશીયાર બનાવી દઇએ છીએ. જેથી તે સારી રીતે દ્રવ્ય-ઉપાર્જન કરી, યશ પ્રાપ્ત કરી, ઘણી સારી રીતે પોતાનો જીવનનિર્વાહ કરે છે; પણ પશુ પક્ષી તો તે નથી કરી શકતા.

સુબોધ—આપણા પાડોશી રામનાથ તરફ દૃષ્ટિ કર. તે એમ. એ. પાસ થઇ ગયો છે, તેને પગાર પણ સારો મળે છે, અને દશ માણસોમાં તેની સાખ પણ છે. હવે જો

તારો પુત્ર પણ રામનાથ જેવો નીવડે તો શું તું પ્રસન્ન ન થાય ?

સુન્દરી—બસ ! બસ ! તેનું નામ પણ મારી આગળ લેતા ના. મારો છોકરો તેના જેવો થાય તેના કરતાં આજને આજ મરી જાય તો પણ મને તેટલું દુઃખ નહિ થાય. તેવા પુત્રથી શો લાભ ! ધૂલ પડી તેની વિદ્વત્તા પર. એવો એક દિવસ પણ તેના કુટુંબમાં નથી આવ્યો કે જ્યારે તેની જન્મદાત્રી જનનીની આંખોથી આંસુ નહિ પડ્યાં હોય ? અને સ્ત્રી તો સદૈવ દુખિયારીજ રહ્યા કરે છે ! તો તેનો પગાર અને વિદ્વત્તા શું કામની !

સુબોધ—સારૂ, હવે તેની વાત જવા દે. પણ તું બતાવ કે તારો બાળક કેવો નીવડે કે જેથી તું પોતાને ધન્ય માને.

સુન્દરી—હું મનમાંને મનમાં સારી રીતે જાણું છું કે મારો છોકરો અમુક પ્રકારનો થાય તો તે પોતાનું જીવન આનંદથી વ્યતીત કરે અને હું પણ સુખી થઉં. પરન્તુ હું તે પ્રકાર સ્પષ્ટ રીતે કહી શકતી નથી; તે આપજ કહો.

સુબોધ—તે કોઇ સાધારણ વાત નથી. આ સંસારમાં જો સર્વથા અધિક કઠિણ કોઈ કાર્ય હોય તો તે બાલકનું શિક્ષણ અને રક્ષણ છે. જો આપણી ઇચ્છા હોય કે આપણા

બાલકો ઉત્તમ પ્રકારના થાય તો શિશુ શિક્ષણ અને પાલનના વિષયમાં આપણે પહેલેથીજ સુશિક્ષિત થઇ જવું જોઇએ. વિશેષ કરીને સ્ત્રીજાતિમાં તો આ વિષયમાં ઘણીજ શોચનીય અવસ્થા દેખાય છે. માટે શિશુશિક્ષણનું જ્ઞાન સ્ત્રી સમાજમાં મળ્યા વગર તે કામ સારી રીતે થઇ શકશે નહિ.

યુરોપના એક માનનીય વિદ્વાને " નાના બાલકોની શિક્ષા અને રક્ષા " વિષય પર એક અત્યુત્તમ પુસ્તક લખ્યું છે; તેમાં એક સ્થાન પર તેણે લખ્યું છે કે–" મનુષ્યનું જીવન, મૃત્યુ, અને તેની નૈતિક ઉન્નતિ અથવા અવનતિ તેની પ્રારમ્ભિક શિક્ષા અને રક્ષા પર અવલમ્બિત છે. તો પણ ઘણી આશ્ચર્યની વાત છે કે શિશુશિક્ષાની તરફ લોકોનું ધ્યાન નથી ખેંચાતું. જો કોઇ વ્યાપારી વ્યાપાર–કૃષિ (ખેતી) ને ઉપયોગી ગણિતાદિ શિખ્યા વિના તે વ્યવસાય કરવાનો આરંભ કરી દે તો તેને આપણે મૂર્ખ ગણીશું અને જલદી તેનું દેવાળુ નીકલવાની સરણાઇ વાગતી સાંભળીશું. અથવા જો કોઈ મનુષ્ય વૈદ્યક્રિયાઓમાં સર્વથા અપરિચિત છતાં પોતાને ધન્વંતરી જેવો પંડિત સમજવા લાગે તો તેના મિથ્યાભિમાનને વાસ્તે આપણને સખેદ આશ્ચર્ય થશે, અને એવા માણસ દ્વારા રોગીની જે દુર્દશા થશે તે વાતો સાંભળીને આપણે અવશ્ય દીલગીર થઈશું. પણ જે ઉપાયોથી બાળકોનાં શરીર હુષ્ટપુષ્ટ થઈને

દિવસો દિવસ સુદૃઢ થાય, જે ઉપાયોથી માનસિક અને નૈતિક ઉન્નતિ થાય, તેનું યોગ્ય જ્ઞાન પ્રાપ્ત કર્યા વિનાજ મનુષ્ય માતા પિતા બનીને ભાવી વંશના હિતાહિતના વિષયમાં ભાગ લેવા તત્પર રહે છે, તે દેખીને કોઇને આશ્ચર્ય નથી થતું અને કોઈ પણ પ્રકારનો વિચાર પણ નથી સુઝતો, તે શું ખેદની વાત નથી? અપૂર્વ ભાવી વંશની દુર્દશા થતી જાણીને પણ તેના સંબંધમાં કોઇના મનમાં કલેશ નથી થતો, શું તે આશ્ચર્યની વાત નથી?

સંસારમાં સર્વ લોક પરિશ્રમ કરીને શિક્ષા પ્રાપ્ત કરે છે પણ બાલકોના પાલનપોષણનું કામ એટલું બધું તુચ્છ સમજે છે કે પૂર્વના દેશોમાં કોઈ પણ પ્રકારની શિક્ષા તેને પ્રાપ્ત કરાવવા માટેની ગોઠવણ જરૂરની જણાઇ નથી. સુન્દરી! વિચાર કરી જો. આપણે સર્વે કેવું મૂર્ખતાનું કામ કરી રહ્યા છીએ?

સુન્દરી—આપનું કહેવું બરાબર સત્ય છે. મારામાં જે જે દોષ હોય તે મને સમજાવી દ્યો કે જેને લીધે હું હૃદયથી તે દૂર કરવાનો પ્રયત્ન અવશ્ય કરીશ.

સુબોધ— હું તમારા દોષ દેખાડવાને માટે નથી બેઠો; પણ મને આપણા બાલકને સદ્‌ગુણી બનાવવાની ઇચ્છા ઉત્પન્ન થઈ છે તેના પર વિચાર કરવો તે આપણ બન્નેનું પ્રથમ કર્તવ્ય છે. આજે જ્યારે કચેરીથી પાછા ફરતાં રસ્તામાં મને તે વાતનો વિચાર થયો કે બાલકોને

ઉપર કહેલી શિક્ષા અપાવીને તેની આગામી સંસાર-યાત્રાનો માર્ગ સુલભ અને સુખદ કરી દેવો તે પ્રત્યેક માતાપિતાનું પ્રથમ અને આવશ્યક કર્તવ્ય છે. પણ તે પર કોઈ વિચાર કરતું નથી. અતઃ આપણે થોડામાંથી પણ થોડો પણ પ્રયત્ન તેને માટે અવશ્ય કરવો જોઇએ. તને વિવાહથી પૂર્વે થોડું પણ શિક્ષણ પ્રાપ્ત થયું છે, અને મેં પણ એવો પ્રબન્ધ કરી રાખ્યો હતો કે તને અહીંઆ પણ જ્ઞાનવૃદ્ધિનાં કાંઇક સાધનો મળતા રહે. હવે જો તું નાના બાલકની શિક્ષાને લગતું યોગ્ય અધિક જ્ઞાન પ્રાપ્ત કરે તો તે અત્યુત્તમ છે. કારણ કે બાલકને શિક્ષા આપવાની સામગ્રી આપણામાં વા આપણા દેશમાં પ્રત્યેક ગૃહમાં ઉપસ્થિત રહે તે માટે હજુ ઘણો સમય જોઇએ.

સુન્દરી—આપના કહેવામાં મને બે ઠેકાણે શંકા ઉત્પન્ન થઈ છે.

સુબોધ—તે કઇ શંકા છે તે કહે.

સુન્દરી—એક તો આપે કહ્યું કે "જ્ઞાન પ્રાપ્ત કરે તો સારૂં છે." અને બીજી શંકા "આપણા ઘરોમાં બાલ-શિક્ષણની સામગ્રી ઉપસ્થિત રહે તે માટે હજી ઘણો સમય જોઇએ."

એ શું ? શું આપ એમ કહો છો કે આપણે કેવળ આપણી હિંમ્મતથી બાલકને શિક્ષણ આપીને હુંશિયાર બનાવી શકીશું નહિ ?

સુબોધ—હા; મારૂં કહેવાનું તાત્પર્ય તેજ છે. એક વખત મેં એક અંગ્રેજી વર્તમાન પત્રમાં વાચ્યું હતું કે એક સ્ત્રીથી વાર્તાલાપ કરતી વખતે કોઇ સજ્જને તેને કહ્યું હતું કે " બાલકના જન્મ થયા પહેલાં ત્રીશ વર્ષ પૂર્વે તેની શિક્ષાનો પ્રબન્ધ થવો જોઇએ. " બોલ, તું કાંઇ સમજી ?

સુન્દરી—હું તો તેમાંથી કાંઇ સમજી શકી નહિ. મને કહો તો ખરા કે બાલકના જન્મથી ત્રીશ વર્ષ પહેલાં શિક્ષાની તૈયારી કેવી રીતે થઇ શકતી હશે ? વાહ ! આપ શું કહો છો ? રામના જન્મ પહેલાથીજ રામાયણ!

સુબોધ—ઠીક છે. રામના જન્મથી પહેલાંજ રામાયણની રચના આવશ્યક છે, કારણકે આ કથન બાલકોની શિક્ષાના સંબન્ધમાં ચરિતાર્થ થાય છે. આ વિચિત્ર વાક્યનો અર્થ આ પ્રકારે છે કે " બાલક બાલિકાઓ જન્મથી લઇને જે માતાના ખોળામાં રમે છે અને જન્મ લીધા પહેલાં જે માતાના ગર્ભમાં તેને નવ મહિના સુધી રહેવું પડે છે તે માતાને સારી રીતે સુશિક્ષિત અને સંસ્કારી કરવી અત્યાવશ્યક છે. માતાના ઉદાર અથવા અનુદાર ભાવથી અને કુસંસ્કાર રૂપી ઘોર અંધકારથી દબાયેલી અથવા સ્વચ્છ જ્ઞાન પ્રકાશથી પ્રકાશિત થયેલ તેની પ્રવૃત્તિથી બાલક સુમાર્ગમાં કે કુમાર્ગમાં જાય છે. તેની માતાના આચાર, વ્યવહાર, નીતિ, રીતિ, સ્વભાવ

અને ચારિત્ર પર બાલકનું ભાવી જીવન અવલમ્બેલું રહે છે. તેથી સુકુમારપણામાં બાલિકાઓના ચારિત્રનો ઉત્કર્ષ કરવાને માટે, તેના અવનત જીવનને ઉન્નત કરવા માટે, તેના જીવરૂપી જ્ઞાનક્ષેત્રમાં જ્ઞાનરૂપી મહાવૃક્ષના બીજ વાવવાને માટે, ઉપર રહેલો ત્રીશ વર્ષનો કાળ પસાર થવો જોઇએ ' આ સજ્જનના કથનનો આ ગૂઢાર્થ છે. હવે તો સમજી ?

સુન્દરી—આપે જે કાંઈ કહ્યું તે હું સારી રીતે સમજી ગઈ. પરન્તુ આ વાતને સાંભળવાથી મારા ચિત્તમાં નિરાશાનો સંચાર થયો છે. કારણ કે આપના કથનાનુસાર હું આ કાર્યને માટે સર્વથા નિરૂપયોગી જણાઉં છું.

સુબોધ—આ વાતમાં તું બિલકુલ નિરાશ થઈશ નહિ. શિશુશિક્ષાના સંબન્ધમાં વિચાર કરવાવાળા વિદ્વાન પુરૂષોએ જે કાંઈ કહ્યું છે તેને તું જેમ જેમ સાંભળશે તેમ તેમ તને અધિક આશ્ચર્ય થશે. મેં તે વાતો પર ઘણો વિચાર કર્યો છે, તું તે વાતોને ધ્યાન પૂર્વક સાંભળીશ તે પણ ઘણું છે.

સુન્દરી—હું સાંભળવાને માટે ઘણીજ ઉત્સુક છું. હું લક્ષપૂર્વક સર્વ સાંભળીશ. આપ તે કહો.

સુબોધ—શું તમે કોઇ વખતે ફ્રાન્સ દેશના સમ્રાટ નેપોલિયન બોનાપાર્ટનું નામ સાંભળ્યું છે ?

સુન્દરી—થોડા દિવસ પહેલા મેં એક પુસ્તકમાં "નેપોલિયન અને ફ્રાન્સની રાજ્યક્રાન્તિ" એ મથાળાનો લેખ વાંચ્યો હતો. આપ જે કહો છો તેજ આ નેપોલિયન બોનાપાર્ટ છે કે?

સુબોધ—હા તેજ. તેણે એક દિવસ મેડમ કેંપન, નામની સ્ત્રીની સાથે વાતચીત કરતાં કહ્યું હતું કે—"શિશુ શિક્ષા" ની પ્રાચીન રીતિ અત્યન્ત નિરૂપયોગી જણાય છે. અતઃ તેમાંથી કઇ કઇ વાતનો સુધારો કરવો આવશ્યક છે?" તેના ઉત્તરમાં મેડમ કેંપને કેવલ "માતા" કહ્યું. તે સાંભળીને નેપોલીયન થોડી વાર સુધી સ્તબ્ધ થઈ ગયો, પછી તરતજ કહેવા લાગ્યો "ઠીક તમે ઘણુંજ સારું કહ્યું "માતા" એ શબ્દ શિશુશિક્ષાનું બીજું નામ છે." તે કહી રહ્યા પછી નેપોલિયને ઉક્ત મહિલાને પોતાના બાલકોને શિક્ષા દેવાની પ્રાર્થના કરી. માતા શબ્દની વ્યાખ્યામાં જ્ઞાન અને ધર્મનું વિસ્તૃત શિક્ષણ સમાઇ જાય છે. બાલકોને માતા સર્વસ્વ જણાય છે, તેથી કરીને ઘણા લોકો કહે છે કે ઈશ્વરે સંસારમાં માતાને પોતાના પ્રતિનિધિરૂપ બનાવી મોકલી છે. માતા પિતા ઈશ્વરના પ્રતિનિધિપણાની સગાઇથી સંસારમાં બાલકોનું પાલણ પોષણ કરે છે. જો પ્રતિનિધિ સારો હોય તો બાલકો પણ ઉત્તમ થાય છે અને જો પ્રતિનિધિ ઉત્તમ ન હોય તો કદાપિ ઉત્તમ સંતાનો ઉત્પન્ન થતાં નથી. બોલ મેં કહ્યું તે તું સારી રીતે સમજી?

સુન્દરી—(પતિદેવનાં શિશુશિક્ષાનાં વચનો ઘણા આશ્ચર્યપૂર્વક સાંભળી રહી. તેમનું બોલવું સમાપ્ત થઇ રહ્યા પછી દીર્ઘ નિશ્વાસ મૂકીને બોલી.) મેં આજ સુધી કોઇ દિવસ બાલકને લગતી શિક્ષા સંબન્ધી વિચાર નહોતો કર્યો. હવે હું સમજું છું કે કેવલ સંતાન થઇ જવાથીજ આપણે ભાગ્યશાળી ગણીને બેસી રહેવું ન જોઇએ. કારણ કે મોટા થઈ ગયા પછી બાલક મનુષ્યપણું ખોઈને પશુ જેવું આચરણ કરી પોતાનું જીવન વિતાવે તેના કરતાં તે ન હોય તે ઘણું સારૂં છે. મને મોટી ચિન્તા ઉત્પન્ન થઇ છે કે આપણા બાલકને કેવા પ્રકારે સદ્‌ગુણી બનાવી શકીશું.?

સુબોધ—આજ અહીં સુધીજ વાતને રહેવા દે. કારણ કે રાત્રી પણ ગઈ છે. અગીયાર થઈ ગયા છે. ફરી કોઈ વખતે આ વિષય પર વિચાર કરીશું.

સુન્દરી—ફરી કોઇ વખતે એ શબ્દોની શી મતલબ! શું ત્રણ ચાર મહિના બાદ?

સુબોધ—તો તું શું કહે છે? પ્રતિ દિવસ કચેરીમાંથી થાક્યા પાક્યા આવ્યા પછી શું આ વાતપર માથાફોડ કરવામાં રાત્રિના અગિયાર બાર વાગ્યા સુધી જાગ્યા કરૂં?

સુન્દરી—મને લાગે છે કે આપ મારી પરીક્ષા કરી રહ્યા છો. પણ મારી ક્ષુદ્ર બુદ્ધિ અને અલ્પ જ્ઞાનવડે આપના વચનોથી મને એવો તો આનંદ ઉત્પન્ન થયો છે કે તે હું કહી શકતી નથી. હું નિશ્ચયપૂર્વક કહું છું કે આપ આ

સંબન્ધમાં મને જે કાંઈ બતાવશો તેનો હું એક અક્ષર પણ વ્યર્થ જવા દઇશ નહિ.

સુબોધ—સારી વાત છે. હવે મને જ્યારે જ્યારે સમય મળશે, ત્યારે ત્યારે તને આ સંબન્ધમાં કાંઇક નવીન બતાવ્યા કરીશ. હા, મારૂં કહેલું ધ્યાનપૂર્વક વ્યવહારમાં લાવવાને માટે સચેષ્ટ રહેવું, તે પણ તારૂં આવશ્યક કર્તવ્ય છે. બીજે દિવસે રવિવાર હોવાથી કચેરીમાં જવાનું નહોતું; તેથી તેને વાતચિત કરવાને માટે ઘણો સમય મળી ગયો. સુબોધચન્દ્ર અને સુન્દરી સવારનું સર્વ ગૃહકાર્ય આટોપીને બપોરના એક વાગે એક ઠેકાણે બેસીને બાલ-શિક્ષાના સમ્બન્ધમાં વાર્તાલાપ કરવા લાગ્યા.

સુબોધ—કાલ રાત્રે મેં જે કાંઈ કહ્યું હતું તે તને યાદ છે કે !

સુન્દરી—હા, સર્વ યાદ છે, હું તેમાંથી એક પણ વાત ભુલી નથી ગઇ.

સુબોધ—કાલે છેવટમાં શું વિષય ચાલી રહ્યો હતો? શું તે તને બરાબર યાદ છે?

સુન્દરી—હા, કાલે છેવટમાં "માતા બનવા પહેલાજ સ્ત્રીઓને શિક્ષા દેવી આવશ્યક છે" તે વિષય ચાલી રહ્યો હતો.

સુબોધ—બરાબર છે, હું કાલે તે વિષય પર કહી રહ્યો હતો, આજે તેના સંબન્ધમાં તને બીજું કાંઇ કહેવાનું

છે. એક અંગ્રેજી પુસ્તકમાં એક સ્થાન પર લખ્યું હતું કે કોઈ સ્ત્રીએ પાદરીને આ પ્રશ્ન કર્યો કે તે પોતાના ચાર વરસના બાલકને કયારથી શિક્ષા આપવાનો પ્રારંભ કરે ? ત્યારે પાદરીએ કહ્યું કે–" શું હજી સુધી તેં પોતાના બાલકની શિક્ષાનો પ્રારંભ નથી કર્યો ? તેં ચાર વર્ષ વ્યર્થ ખોઈ દીધા. કહે તેની મતલબ તું શું સમજી ?

સુન્દરી—વાહ ! ચાર વર્ષનું બાલક શું શીખી શકતો હશે ? હું તો તેમાં કાંઇ નહિ સમજી શકી, આપણે ત્યાં તો પાંચ વર્ષ ગયા પછી 'શ્રી ઓં નમો સિદ્ધ'નો પ્રારંભ થાય છે. જો બિલકુલ નાની અવસ્થાથી જ બાલક પર શિક્ષાનો ભાર નાંખી દીધો હોય તો તે ચૈતન્યવાન્ કેવી રીતે થશે ?

સુબોધ—તું શું એવી રીતે સમજે છે કે પાંચ છ વરસનો ટોપી પહેરણ પહેરીને હાથમાં સ્લેટ પેન લઇને નિશાળમાં ભણવાને માટે જાય અથવા તેના હાથમાં પહેલી ચોપડી આપીને નિશાળમાં મોકલી આપવો તેજ શિક્ષા છે ?

બાલક જન્મતાં જ સ્વયં શિક્ષા પ્રાપ્ત કરવા લાગે છે. લૉર્ડ બ્રોહમ નામના એક મોટા વિદ્વાને એક સ્થળે કહ્યું છે કે–" બાલક જન્મ પછીના બે અઢી વરસમાં કેવળ બાહ્ય સૃષ્ટિની રચનાનું સ્વશક્તિનું અને બીજાના સ્વભાવનું નહિ કિંતુ પોતાના અને પરના મનના વિષયનું જેટલું

જ્ઞાન પ્રાપ્ત કરી લે છે, તેનાથી અધિક જ્ઞાન શેષ સંપૂર્ણ જીંદગીમાં તે પ્રાપ્ત કરી શકતો નથી, તેનું તાત્પર્ય એજ છે કે બાળક આ નાની અવસ્થામાં જ પોતાના અન્તઃકરણમાં આગામી સંપૂર્ણ શિક્ષાનું બીજ વાવે છે. તેથી કરીને શૈશવાવસ્થાની શિક્ષા પણ અધિક મહત્ત્વપૂર્ણ સમજવી જોઇએ. આ અવસ્થાની શિક્ષા જ્ઞાન રૂપી મહાન વૃક્ષનું મૂલ છે; અને ત્યાર પછીનું સર્વ જ્ઞાન તેતે વૃક્ષની શાખા પ્રશાખા, પત્ર, પુષ્પ અને ફલાદિના રૂપમાં તેની શોભા વધારે છે.

સુન્દરી—તે તો ઘણી આશ્ચર્યવાળી વાત કહી! આપના કથનાનુસાર બાલક બે વર્ષની અંદર જ જ્ઞાનોપાર્જન કરી લે છે; પણ તે કેવી રીતે થાય છે તે હું સમજી શકતી નથી.

સુબોધ—આ પરથી એમ જણાય છે કે તું હજી સુધી શિશુશિક્ષાનો પ્રારંભ કયારથી કરવો જોઇએ તે નથી સમજી. સારૂં; હું જે કહું છું તે સાંભળ, પણ હું હમણા કહી ગયો કે નાનો બાલક શીખે છે તેથી તું શું સમજી તે તો કહે?

સુન્દરી—આપના તે કથનથી હું એવું સમજી છું કે નાના બાલકો જિજ્ઞાસાપૂર્વક જુએ તેજ તેની શિક્ષા છે.

સુબોધ—બહુ સારૂં; બાલક જે કાંઇ દેખે છે તે શીખે છે. અર્થાત્ પ્રત્યેક વાતચિતમાં તે થોડું થોડું જ્ઞાન જરૂર પ્રાપ્ત કરી લે છે, તેમાં સન્દેહ નથી.

સુન્દરી—હા, તે થોડું ઘણું જ્ઞાન અવશ્ય પ્રાપ્ત કરી લે છે, હવે હું આપના કહેવાનો થોડો થોડો અર્થ સમજવા લાગી છું.

સુબોધ—જન્મતાં જ બાલક માતૃસ્વરૂપ શિક્ષાના ખોળામાં બેસે છે. તે જે જે વાત દેખે છે તે તે વાતને નવીન પ્રકારની દેખીને સાશ્ચર્ય તેનુ ચિત્ત સૃષ્ટિ સૌન્દર્યની તરફ લાગી જાય છે. તે વખતે તે તત્સંબન્ધી જ્ઞાન પ્રાપ્ત કરવા લાગી જાય છે. જન્મતાં જ બાલક રોવે છે તેથી તું શું સમજી ? તે સમયે તેને કોઈ વાતની આવશ્યકતા હોય છે. તેના મનમાં તે વાતનું જ્ઞાન રહે છે કે રોવાથી તે વસ્તુ તેને મળી જશે. તેથી ભૂખ લાગવાથી અથવા કોઈ પ્રકારનું કષ્ટ હોવાથી તે રોવા લાગે છે અને રોવાથી પોતાની ઇચ્છા પૂર્ણ થતી દેખીને તે ધીરે ધીરે રોવાનું શીખે છે, ( અને તે પછી તેને એમ જ્ઞાન થાય છે કે રોવાથી મારી ઇચ્છા પુર્ણ થાય છે ) તેવી રીતે તે હસતાં પણ શીખે છે. તે પોતાના નાના નાના હાથ પગ હલાવીને પોતે પોતાની મેલે રમ્યાં કરે છે, એ શું તેની શિક્ષા નથી ? જેમ જેમ તે મોટો થતો જાય છે તેમ તેમ તે પોતાની કાલી કાલી બોલીથી 'મા' 'મા' કહીને માતાના

કાન તૃપ્ત કરે છે. આ પ્રકારે માતાના મનમાં તે અમૃતની ધારા વર્ષાવવા લાગે છે, શું તે શિક્ષા વિના થાય છે ? ભુખ લાગવાથી અથવા કોઇ પણ પ્રકારની બાધા-પીડા થવાથી માતા પિતાનું ધ્યાન પોતા તરફ આકર્ષિત કરાવવું તે તેને કોણ શિખવે છે ? તે વિષયનું જ્ઞાન તેને ઉત્પન્ન થઇ જાય છે કે જ્યારે ભુખ લાગે ત્યારે તેને મટાડવાને માટે રોવું જોઇએ, તેવી જ રીતે ભુખની શાન્તિ થઇ ગયા પછી આનન્દ પ્રદર્શિત કરવાનું પણ તેને જ્ઞાન હોય છે. દેખ ! સામે જો, પારણામાં સુતેલો આપણો બાળક પારણા ઉપર લટકતા રેશમી રૂમાલને લેવાને માટે કેવો ઉત્સુક થઇ રહ્યો છે ! યદ્યપિ સુવાડેલો હોવાથી તેનામાં ઉઠવાની શક્તિ નહિ હોવાને લીધે તેને લેવાની શક્તિ નથી; તો પણ તેને મેળવવાની વ્યગ્રતાથી, તેના અચપલ વ્યવહારથી, તથા તેના કોમલ હૃદયની અસ્પુટ વાસનાથી શું સુન્દર નિદર્શન નથી થતું ?

આ વખતે આપણે તેનાં નેત્રાની સામે જેવા પ્રકારનું ચિત્ર રાખીશું તેવા પ્રકારનું પ્રતિબિમ્બ તેના અન્તઃકરણ રૂપી આદર્શ પર પડશે અને તેને અનુકૂલ સાધુ અથવા અસાધુ બનીને સંસારમાં પોતાની ભલાઇ અથવા બુરાઇ કરવાવાળો થશે. તાત્પર્ય એ છે કે જન્મથી જ બાલકને જેવી શિક્ષા મળશે તે શિક્ષા અનુસાર તેના જીવ-

નનેઃ સમસ્ત વ્યવહાર થશે. મનુષ્યનું જીવન શિક્ષા રૂપી પ્રચંણ્ડ પ્રવાહમાં જન્મ પર્યંત તરતું રહે છે.

સુન્દરી—તે તો હું સારી રીતે સમજી ગઇ, પણ કાલે આપે કહ્યું હતું કે “ હું તને માતા બન્યા પહેલાં સ્ત્રિયોને શિક્ષા દેવી જોઇએ એ વિષયપર ઘણું કહીશ.” તે આપ આજ કહેશોને ?

સુબોધ—હા, આજજ કહીશ. જો કોઇ માણુસ કોઈ વૃક્ષના બીજ વાવવા ઇચ્છે છે તો બીજ વાવ્યા પહેલાં તે તપાસ કરે છે કે આ જમીન ઝાડ ઉગાડવા લાયક છે કે નહિ ? તેમાં સત્ત્વાંશ છે કે નહિ ? ત્યાર પછી તે બીજ વાવે છે. હવે માની લઇએ કે તે જમીન બિલકુલ સત્ત્વ-હીન છે અને તેમાંજ તેને બીજ વાવવું છે તો તે દશામાં તે શું કરશે ?

સુન્દરી—તેમાં તે સારૂં ખાતર નાંખીને તેને સારી કરશે.

સુબોધ—હવે દેખાડ કે તે કામ કઠિણ છે કે સરલ ?

સુન્દરી—જમીન કેવી છે ? બીજ કેવી રીતે વાવવું જોઇએ ? જમીન સારી ન હોય તો તેમાં ખાતર કેટલા પ્રમાણુમાં અને કેટલું નાખવું જોઇએ ? આદિ બાબતનું જ્ઞાન જે જાણે છે તેને માટે તે કામ ઘણું સરલ છે. પરન્તુ જે આ વાતોથી અજાણુ છે તેને તો તે કઠિણ પડશે.

સુબોધ—સારૂં, હવે દેખાડ કે કયા માતાપિતાની સંતતિ ઉત્તમ થશે ?

સુન્દરી—જે માતાપિતાની શારીરિક પ્રકૃતિ ઉત્તમ અને સશકત હશે તેની સન્તતિ અવશ્ય સારી અને બલવાન હોવી જોઈએ.

સુબોધ--સારૂં, પણ એ તો જણાવ કે કોઇ વખતે તેં દેખ્યું છે કે માતાપિતાના ચ્હેરા જેવોજ તેની સંતતિનો ચ્હેરો પણ હોય છે ?

સુન્દરી--હા, ખરેખર જોયો છે. મારી માતાજીએ એક દિવસ કહ્યું હતું કે આ બાલકનો ચ્હેરો બરાબર આપના જેવોજ છે.

સુબોધ--તેવા પ્રકારે માતા પિતાના ગુણાવગુણ અને પ્રકૃતિ પણ અધિકાંશમાં બાલકમાં આવી જાય છે. તે શું તેં કોઈ વખતે દેખ્યું છે ?

સુન્દરી--હા અવશ્ય જોયું છે. મારા મોટા કાકા ઘણા ક્રોધી છે અને તેમના જેવોજ તેમનો મોટો છોકરો છે. મારા નાના કાકાનો સ્વભાવ દયાવાન્ અને પરોપકારી છે, અને તેમને ઘેર ગરીબોને ઘણી વખત સહાયતા મળ્યા કરે છે અને તેમનો છોકરો તો બરાબર તેમના જેવોજ છે. એક દિવસ એક ભિખારી ઠંડીથી થરથરતો હતો તે દેખીને તેને પોતાનું ઓઢવાનું વસ્ત્ર આપી દીધું. કાકાને તે વાતની ખબર પડી તો તેઓએ તેને ઘણી શાબાશી આપી.

સુબોધ—જો એવી પ્રકૃતિના સર્વ બાલકો થઇ જાય તો સંસારનું કલ્યાણ થઈ જવામાં વાર ન લાગે. જો આપણી બન્નેની પ્રકૃતિ આરોગ્યતાવાળી અને બલવાન્ હોય અને નાનપણથી જો આપણે સત્યપ્રિય રહ્યા હઇશું, ધર્મ પરાયણ માતાપિતાને ત્યાં જન્મ લઇને જો તેમની ઉત્તમ શિક્ષાથી આપણાં મન સંસ્કારી થયાં હશે અને જો આપણે પોતાનું જીવન સુખપૂર્વક વ્યતીત કરી રહ્યા હઈશું તો આપણી સંતતિ અવશ્યમેવ બલવાન્, સત્યપ્રિય, સંસ્કારી અને સુખી જીવન ગાળવા વાળી થશે. અસ્તુ. આ વિષયમાં હું ક્રમશઃ સર્વ કહીશ. તે પહેલાં કહ્યું હતું કે માતા-પિતાની પ્રકૃતિ જો આરોગ્યવાન્ અને બલવાન્ હોય તો તેની સંતતિ પણ તેવીજ થશે, પણ જેઓએ પ્રકૃતિના નિયમથી વિરૂદ્ધ ચાલીને પોતાની પ્રકૃતિ રોગગ્રસ્ત અને બળહીન બનાવી છે, દમ-(શ્વાસ), ક્ષય, હિસ્ટ્રીયા જેવા વંશપરંપરાથી ઉતરી આવતા રોગોથી જેમનાં શરીર વ્યાપ્ત થઈ ગયાં છે તેમની સન્તતિ પણ તેવીજ રોગી અને બલહીન થાય છે. તેવી રીતે ઘણી વખત એમ પણ દેખાય છે કે તેઓના શરીરાનુકૂલ બાલકોનાં મન અને પ્રકૃતિ પણ અનેક કારણોથી તેવાંજ હોય છે. તને યાદ હશે કે જે સમયે તું ગર્ભવતી હતી તે સમયે હું તને કહ્યાં કરતો હતો કે તું તારો સમય સન્તોષ અને શાન્તિ-પૂર્વક પસાર કર. તારૂં મન ઉદાસ ન થાય તથા તને કોઇ

પણ પ્રકારનું કષ્ટ ન થાય તેને માટે હું કેટલું ધ્યાન રાખતો હતો ! તે ઉપરાંત પણ તારે વાંચવાને માટે કેવી સારી સારી ચોપડીઓ લાવીને આપતો હતો ? પણ હવે તે તો બતાવ કે તેં તેમાંથી કઈકઈ ચોપડીઓ ધ્યાનપૂર્વક વાંચી અને તેથી તને શું શું જ્ઞાન પ્રાપ્ત થયું ?

સુન્દરી--" હરિશ્ચન્દ્ર " નામની એક ચોપડી વાંચી હતી. તેમાં સત્યવાદી હરિશ્ચન્દ્રનું વૃત્તાન્ત હતું. મેં તે ચોપડી ઘણી ધ્યાનપૂર્વક વાંચી હતી. તે ચોપડી ઘણી સારી છે.

સુબોધ--તેથી તો મે તને વાંચવા માટે આપી હતી. આહા ! હરિશ્ચન્દ્રનો સ્વાર્થત્યાગ, ન્યાયપરાયણતા અને ગંભીર સત્યપ્રિયતામાંથી જો તેનો સૂક્ષ્માંશ પણ આપણા ઘરમાં ઉત્પન્ન થયો હોય તો આપણો મનુષ્યજન્મ સફલ થઇ જાય. સારૂ, પણ બીજી કઇ કઇ ચોપડીઓ તેં વાંચી છે?

સુન્દરી-ધ્રુવ, પ્રહ્લાદનું જીવન ચરિત્ર પણ વાંચ્યું હતું. તે ચોપડી પણ ઘણી સારી હતી. તે વાંચતી વખતે અનેકવાર મારા નેત્રોમાંથી આંસુ નિકળવા લાગી ગયા હતા. ધ્રુવની સરલ ભકિત અને પ્રહ્લાદની વિશ્વાસદૃઢતા વસ્તુતઃ અતુલનીય ગુણ હતા. તે ચોપડી મને ઘણી જ પ્રિય લાગી. તે પુસ્તક સંબંધીના આપના વારંવારના આગ્રહથી મેં તે ચોપડીને વિશેષ ધ્યાન પૂર્વક વાંચી હતી તે એટલે સૂધી કે તેના કોઈ કોઇ ભાગ તો મને કંઠસ્થ થઇ ગયા છે.

સુબોધ—તને માલુમ છે કે મેં તે ચોપડીઓ :
માટે તને વાંચવા આપી હતી ?

સુન્દરી—તે ચોપડીઓ ઘણી ઉત્તમ અને સ્ત્રિઓ
વાંચવાને લાયક હતી તેથી આપે તે ચોપડીઓ વાંચવા
માટે આપી હશે.

સુબોધ—ફક્ત તે માટે નહિ પણ બીજું કારણ હ:

સુન્દરી—તે શું ? મને યાદ નથી.

સુબોધ—તે વખતે તને તેનું કારણ એટલા મ
નહોતું કહ્યું કે સત્ય ઉપદેશ બતાવી દેવાથી તું તેને સા:
રનુ સમજીને ઉપેક્ષાભાવ કરીશ.

સુન્દરી—પણ હવે તો તે ચોપડીઓને વાંચી ગય
ઘણા દિવસ થઈ ગયા, પણ હજી સુધી શા માટે ન કહ્

સુબોધ—ત્યાર પછીથી વધારે વખત ન મળ્યો અ
આ સંબન્ધમાં કાંઇ વિશેષ સ્મરણ પણ થયું નહોતું.
આપણે સદૈવ કર્મપરાયણ અને એકનિષ્ઠાવાન્ રહીએ
આપણું ઘર સ્વર્ગતુલ્ય બની જાય. દુર્બલતા, આલસ
અને નિરૂત્સાહે આપણી રગોરગમાં વાસ કરી દીધો
જે જે વખતે જે જે વાત કરવી જોઇએ તે વાત તો
રહી પણ તેને બદલે જે આપણું અનિવાર્ય કર્તવ્ય છે
વાતનું ધ્યાન પણ આપણને ન રહ્યું; તેથી કરી આપણે સ
થઇને પણ નિર્જીવ સરખી જીવનયાત્રા કરી રહ્યા છી:
આજ મને કાંઇક વખત મળ્યો છે અને શિશુશિક્ષા

વિષય પણ મારા મનમાં પ્રબલતાથી ઘોળાઈ ગયો છે. તેં કોઇ વખતે દેખ્યું હશે કે થોડા દિવસ પહેલા હું જેટલાં પુસ્તકો લાવતો હતો તે સર્વ બાલકોની શિક્ષા સમ્બન્ધમાં હતાં ? તે વાંચતી વખતે કોઇ કોઇ વખતે મને એટલું આશ્ચર્ય થતું હતું કે જેનું હું વર્ણન કરી શકતો નથી. મારા અન્તઃકરણની ગંભીર ચિંતા, પ્રબલ આનન્દ અને એક પ્રકારની આશા અથવા નિરાશાનો ભાવ તે સર્વ સ્પષ્ટ રીતે સમજાવવાને યોગ્ય મારી વાણી નથી, તથાપિ મારા ચિત્તમાં જે વિષય વ્યાપ્ત થઇ રહ્યો છે તે તને બતાવી દેવાનો આ યોગ્ય સમય છે; કારણ કે બન્નેના ચિત્તમાં તે વિષય જાણવાની અને સારીરીતે સમજવાની પૂર્ણેચ્છા ઉત્પન્ન થઇ ગઇ છે. આ વખતે હું જે કાંઈ કહીશ તે તારા મનમાં સારી રીતે ઠસી જશે. જે સમયે તે ચોપડીઓ તને વાંચવાને માટે આપી હતી તે સમયે તારા ગર્ભસ્થ બાલકની પ્રકૃતિ કે જે તેના ચિરજીવનની સમ્પત્તિ છે અને જે ગર્ભમાંજ પ્રાપ્ત થાય છે અને જેનાપર સમ્પૂર્ણ જીવન નિર્ભર રહે છે તે પ્રકૃતિના કોમલ અંકુર તે વખતે ઉત્પન્ન થઇ રહ્યા હતાં. તે વખતે ગર્ભવતી સ્ત્રીનો સ્વભાવ જેવો હોય છે તેવો સ્વભાવ ઉત્પન્ન થનાર સંતતિનો થાય છે. તે વિચારીને મેં તેવી ચોપડીઓ તને વાંચવાને માટે આપી હતી. તે ચોપડીઓમાં સદ્ગુણોના ચિત્ર સારી રીતે ચિતર્યાં હતાં, તેને વાંચવાથી તેનો આભાસ તારા અન્તઃ-

કરણ પર પડવાથી તારૂં ચિત્ત તે વખતે જેવા સાધુભાવા થી પરિપૂર્ણ થઈ જતું હતું તેનો સુપ્રભાવ ગર્ભવાસી બાળકના મનપર પડવાનો મને સંપૂર્ણ વિશ્વાસ હતો.

સુન્દરી—તે તો મોટી આશ્ચર્યની વાત છે! માતા પિતા સારા ખોટા હોવાપર આગામી વંશ સારો ખોટો થવાનો આધાર છે. હવે હું સમજી કે "જો પોતે સારા તો સંસાર પણ સારો અને આપણે ખોટા થવાથી સંસામાં સુખ મળવાની કોઈ આશા જ નહીં" કેટલાંક કર્તવ્યનો ભાર કુદરતે આપણા માથાપર નાખી દીધો છે.

સુબોધ—તેથી એ તો તું સમજી ગઇ કે સ્ત્રી જાતિને સુશિક્ષિત કરવાની કેટલી આવશ્યકતા છે! સુશિક્ષા, સુનીતિ, અને સ્વધર્મભાવ સ્ત્રિયોના અન્તઃકરણમાં દૃઢરૂપ થયા વિના આ સંસારમાં સત્ય સુખની આશા નથી.

સુન્દરી—હું સમજી છું કે નારીજીવનના શ્રેષ્ઠ ઉદાહરણથી સંસાર શ્રેષ્ઠતાનું સ્થાન બની જાય છે અને તેના દુરાચરણ—કુવ્યવહારથી સંપૂર્ણ મનુષ્યજાતિ રસાતલમાં ચાલી જાય છે.

સુબોધ—હવે સંધ્યા થવા આવી છે. મારે બહાર ફરવા જવું છે. અને તારે પણ ગૃહકાર્ય કરવાનું હશે. અતઃ આ વાતચીત આજ અહીંજ સમાપ્ત કરીએ છીએ, વળી સમય મળવાથી વાતચીત કરીશું; પરન્તુ મેં આજ જે કાંઇ કહ્યું છે તેને ભૂલતી નહિ.

# શિશુ શિક્ષાનું મૂળ પગથિયું.



## સ્ત્રી કેળવણી.

ફુલ ઉગાડનાર માળી પુષ્પને વાસ્તેજ રોપાને ઉગાડે છે; અને પુષ્પ ઉગવામાં સાધનભૂત હોવાથી મૂળ અને પાંદડાંને ઉપયોગી લેખે છે. પણ જો કે આખરે ખરી ઉપયોગી વસ્તુ તો પુષ્પ છે, અને બીજી સર્વ બાબતો ગૌણ છે, છતાં તે માળી સારી રીતે સમજે છે કે મૂળ અને પાંદડામાં પણ ખરી કીંમત રહેલી છે; કારણકે તેમના પરજ ફુલના વિકાસનો આધાર છે. સારો રોપો ઉછેરવાને તે બનતી કાળજી લે છે. કારણકે તે સારી રીતે સમજે છે કે પુષ્પ મેળવાની ચિંતામાં જો તે રોપા તરફ બેદરકાર રહે તો તે એક પ્રકારની મૂર્ખતા છે.

—હર્બર્ટ સ્પેન્સર.

મહાન્ તત્ત્વવેત્તા હર્બર્ટ સ્પેન્સરના આ શબ્દો અસરકારક રીતે સ્ત્રીકેળવણીની આવશ્યકતા પ્રતિપાદન કરે છે, તે સહેજ પણ વિચાર કરનારને જણાયા વગર રહેશે નહીં.

કોઇ પણ પ્રજાના ઉદય વાસ્તે તે પ્રજાની જુદી જુદી વ્યક્તિઓનો ઉદય થવો જોઇએ છે. કારણકે પ્રજા તે જુદી જુદી વ્યક્તિઓના સમુદાય સિવાય બીજી કોઈ અલગ

સંસ્થા નથી. હવે તે વ્યક્તિઓની ઉન્નતિનો આધાર તેમને બાળપણમાંથીજ મળતી કેળવણી ઉપર રહેલો છે. જો બાળપણમાં મળેલી કેળવણી ઉત્તમ પ્રકારની હોય તો તે બાળક અથવા બાળકી ઉત્તમ નીવડયા વિના રહેતાંજ નથી; પણ જો તે બાળ અવસ્થામાં તેમને આપવામાં આવેલું શિક્ષણ નીતિભાવના.રહિત હોય, અસત્સંસ્કારોથી ભરેલું હોય, તેથી તેનું પરિણામ પણ અશુભ આવે, તો તેમાં આશ્ચર્ય પામવા જેવું કાંઇ નથી. માટે માણસની ઉન્નતિ કે અવનતિનો ઘણો ખરો આધાર તેને બાળપણમાં મળેલી કેળવણીપર રહેલો છે.

બાળ અવસ્થામાં બાળકને કેળવણી કોણ આપે છે? તેની માતાજ તેને પ્રથમ સારા કે નરસા સંસ્કાર પોતાના આચાર વિચાર દ્વારા અર્પે છે. બાળ અવસ્થામાં પુત્ર કે પુત્રી પિતા કરતાં માતાના સહવાસમાં વધારે વખત સુધી આવે છે; કેવળ જન્મ લીધા પછી માતાના સંબંધમાં આવે છે, એમ નથી પણ જ્યારથી બાળક ગર્ભમાં દાખલ થયું, ત્યારથીજ માતાના વિચારો ઇચ્છાઓ અને કાર્યોની અસર તે બાળ ઉપર થવા લાગે છે. તે અસર આપણી ચક્ષુથી એકદમ જોઇ શકાતી નથી, છતાં તે અસર તો ચોકસ રીતે થાય છે, તે બાબત જરાપણ શંકાનું કારણ નથી. આ ઉપરથી સિદ્ધ એ થાય છે કે બાળકના ગુણદોષ અથવા સારૂં કે નરસું વર્તન માતાના ગુણદોષ અથવા

સારા કે નરસા વર્તનપર આધાર રાખે છે. તત્ત્વવેત્તા હર્બર્ટ સ્પેન્સર આજ બાબત પુષ્પનો દાખલો આપીને આપણી સન્મુખ બહુ અસરકારક રીતે પ્રતિપાદન કરે છે. પુષ્પ એ બાળક છે, અને રોપારૂપ તેની માતા છે. તમારે ઉત્તમ બાળક જોઇએ છે, સદ્‌ગુણી અને સારા સંસ્કારવાળા બાળકની તમે ઇચ્છા રાખો છો, આ જગત્‌માં કીર્તિ મેળવે અને બુદ્ધિશાળી નીવડે તેવી સંતતિ પ્રાપ્ત કરવા મથો છો; પણ તે બાળકરૂપ પુષ્પ જે રોપા ઉપર ઉગે છે, તે પુષ્પમાં જે રોપાનો રસ વહે છે, ખરૂં કહીએ તો તે પુષ્પને જીવ આપનારો જે રોપો છે, તે તરફ બેદરકાર રહી શું તમે સારૂં પુષ્પ મેળવવાની આશા રાખી શકશો ? શું સાધનની–મુખ્ય સાધનની અવગણના કરી સાધ્ય વસ્તુ તમે પ્રાપ્ત કરી શકશો ?

માટે દેશના કલ્યાણ ખાતર સ્ત્રીઓને કેળવણી આપો; કારણકે તેઓજ વીરપુત્રોને અને સુશીલ પુત્રીઓને જન્મ આપશે, અને વીરપુત્રો તથા સુશીલ પુત્રીઓ જે દેશમાં, કોમમાં કે જ્ઞાતિમાં જન્મ પામી તે દેશનો તે કોમનો કે તે જ્ઞાતિનો ઉદય થતાં વાર શી લાગવાની હતી ? જરૂર તે દેશ, કોમ કે જ્ઞાતિ ઉન્નતિના શિખર પર ચઢી શકશે.

વાચકવર્ગ ! હર્બર્ટ સ્પેન્સરનો સિદ્ધાંત અમને માન્ય છે, કારણ કે તે પણ સિધી રીતે નહિ તો આડકતરી રીતે સ્ત્રી કેળવણીની આવશ્યકતા સાબીત કરવામાં બહુજ

અગત્યનો ભાવ ભજવે છે, પણ તેના કરતાં પણ વધારે ઉચ્ચ વિચાર આપણાં જૈનશાસ્ત્રોએ બલકે આર્યધર્મના શાસ્ત્રોએ પ્રતિપાદન કર્યો છે. તે ધાર્મિક વિચાર એમ જણાવે છે કે સ્ત્રી અને પુરૂષનાં શરીરની આકૃતિઓ ભિન્ન દેખાવા છતાં, તે બન્નેમાં આત્મતત્ત્વ, લાગણીઓ, અભિલાષાઓ, આશાઓ, સુખદુઃખના વિચારો સમાન છે. વળી મનુષ્ય જેમ પોતાના પુરૂષાર્થ વડે ઉચ્ચમાં ઉચ્ચ સાધ્યાબિંદુ—કેવળજ્ઞાન પ્રાપ્ત કરી શકે, તેમ સ્ત્રી પણ તે પદ પામવાને સરખો અધિકાર ધરાવે છે. મલ્લિનાથ પ્રભુ સ્ત્રીરૂપે જન્મેલા હતા, છતાં તીર્થંકરપદ પ્રાપ્ત કરી શક્યા હતા. શું આવું મહત્પદ તેઓ જ્ઞાન વિના, અને જ્ઞાનદ્વારા પવિત્ર થયેલા હૃદય વિના પ્રાપ્ત કરવા સમર્થ થયા હશે? માટે ઉત્તમ બાળકો અને બાળકીઓ ઉત્પન્ન કરી આપવામાં સ્ત્રીઓ આપણને સાધનભૂત થાય, તેટલાજ ઉદ્દેશથી નહિં, પણ તેમનામાં પણ આપણા જેવોજ આત્મા વાસ કરી રહેલો છે, અને તેનું કલ્યાણ ઇચ્છવું એ આપણો ધર્મ છે, એમ સમજીને સ્ત્રીઓને કેળવણી આપો, કે જેથી આ જગત્માં પોતાનું કર્તવ્ય શું છે તે બરાબર તેઓ સમજી શકે, અને પશુવત્ જીવન ગાળવાની સ્થિતિમાંથી બચી શકે. જે લોકો પોતાને ત્યાં પુત્રી રૂપે જન્મેલા આત્માઓને કેળવણીના અગણ્ય લાભથી બેનશીબ રાખે

છે. તેઓ સ્વાર્થી છે અને પોતાના ધર્મમાં-કર્તવ્યમાં ચુકે છે.

સ્ત્રી એ પુરૂષનું અર્ધું અંગ છે, એ વાત આપણું સંસ્કૃત સાહિત્ય યથાર્થ રીતે સિદ્ધ કરી આપે છે. કારણકે સ્ત્રીને માટે સંસ્કૃત શબ્દ અર્ધાંગના છે. જન સમાજનો અર્ધો ભાગ સ્ત્રીઓનો બનેલો છે, તે વાતની કોઈના પાડે તેમ નથી. મનુષ્ય જાતિની પવિત્ર માતાઓ સ્ત્રીઓજ છે. જો તેઓની યોગ્ય સંભાળ ન લેવામાં આવે તો સમગ્ર મનુષ્ય જાતિની સંભાળ લેવાઈ નથી, એમ કહીયે તો તે અતિશયોક્તિ ભરેલું નથી. Position of woman in any society, shows the stage of evolution at which that society has arrived કોઇ પણ જન સમાજમાં સ્ત્રીની જે પદવી હોય, તે ઉપરથી તે સમાજની ઉચ્ચ કે નીચ સ્થિતિનો આપણને ખ્યાલ આવી શકે. જે દેશમાં સ્ત્રીજાતિની અવગણના થાય, તે દેશ કદાપિ સમૃદ્ધિવાન્ થયો હોય, એનો ઇતિહાસ પુરાવો આપતો નથી. જે દેશમાં સ્ત્રીઓની સ્થિતિ જનસમાજમાં ઉચ્ચ પ્રકારની ન હોય તે દેશ કદાપિ વૈભવવાન્ કે યથાર્થ સુખી થઇ શકે નહીં. કારણ કે ઉમદા સ્ત્રીરત્નો વિના ઉમદા નરરત્નોને કોણ જન્મ આપી શકે ? પ્રાચીન હિન્દુસ્થાનમાં જે નરરત્ન જન્મ્યાં, અને જેમનાં નામ ઉચ્ચારતાં આજે પણ આપણા

હૃદયમાં પૂજ્યભાવ અને માનની લાગણી ઉત્પન્ન થાય ? તે નરરત્નો શાથી ઉદ્ભવ પામ્યા, તેનું કારણ જો તમે જાણવા માગતા હો તો, જણાવવું જરૂરનું છે કે તે વખતની ઉત્તમ ગુણશાળી સ્ત્રીઓજ કારણભૂત હતી. પ્રાચીન ઇતિહાસ અનેક પુરાવા આપે છે કે હિન્દુસ્થાનની પ્રાચીન જાહોજલાલીના અવસરમાં જન સમાજમાં સ્ત્રીઓની સ્થિતિ અધમ નહિ પણ ઉચ્ચ હતી. તેઓ મોટી મોટી પરિષદોમાં જતી હતી, અને કોઈ કોઈ વાર તો રાજસભામાં ચાલતા વાદવિવાદોમાં પણ ભાગ લેતી હતી; સ્ત્રીઓ સમય આવે લડાઇમાં પણ ઉતરતી, અને અનેક રીતે તેઓ પોતાના સ્વામીને સહાયભૂત થતી. આ બાબતના અનેક દૃષ્ટાંતો હિંદનો પ્રાચીન ઇતિહાસ આપણને પુરા પાડે છે.

વસન્તનન્દન.

